# રમ્ય રમેશાનંદ



શાર્દુલવિક્રીડિત વૃત્

यं शैवाः समुपासते शिवमिति, ब्रह्मेति वेदान्तिनः
अर्हन्नित्यथ जैनशासनरताः, कर्मेति मिमांसकाः ।
बौद्धा बुद्धमिति प्रमाणपटवः कर्तेति नैयायिकाः
सोऽयं वो विदधातु वाञ्छितफलं, त्रैलोक्य नाथो
हरिः ॥

षड्दर्शन सिद्धान्त.

કર્તા—

શાસ્ત્રી રમેશચન્દ્ર ભવાનજી "સાંવત્સર"

પ્રથમાવૃત્તિ—નકલ ૧૦૦૦

મુંબઈ.

"શાન્તિ સુધાકર" પ્રેસ.

સન ૧૯૦૪

મૂલ્ય રૂ. ૦)=

# રમ્ય રમેશાનંદ

શાર્દુલવિક્રીડિત વૃત્

यं शैवाः समुपासते शिवमिति, ब्रह्मेति वेदान्तिनः
अर्हन्नित्यथ जैनशासनरताः, कर्मेति मिमांसकाः ।
बौद्धा बुद्धमिति प्रमाणपटवाः कर्तेति नैयायिकाः
सोऽयं वो विदधातु वाञ्छितफलं, त्रैलोक्य नाथो हरिः ॥

षड्दर्शन सिद्धान्त.


કર્તા—

શાસ્ત્રી રમેશચન્દ્ર ભવાનજી "સાંવત્સર"



પ્રથમાવૃત્તિ—નકલ ૧૦૦૦

મુંબઇ.

"શાન્તિ સુધાકર" પ્રેસ.

સન ૧૯૦૪

મૂલ્ય રૂ. ૦।=

# જાહેર ખબર.

## ઋષિ વિદ્યાનો અદ્ભૂત ચમત્કાર.

પ્રાચીન ઋષિપ્રણીત ગ્રંથોના આધારે જ્યોતિર્વિદ્યા સંબંધી હરેક કામ જેવાં કે જન્મપત્રિકા, લગ્નપત્રિકા, વર્ષફળ, મુહુર્તપ્રશ્ન બહુ ચોકકસાઇથી કરી આપવામાં આવે છે. એક વખત કામ પાડે ખાતરી થશે.

ઠે૦ શિવજી ધર્મસિંહનો માળો,

**સાંવત્સર વિદ્યાલય**

વડગાદી, માંડવી પોસ્ટ

**મુંબઇ.**

# પ્રસ્તાવના



સામ્પ્રત સમયમાં પાશ્ચાત્ય ને પ્રાચીન વિદ્યાના વિજાતીય સગ્રથી ધર્મસ્થિતિ કાંઇક અપૂર્વતા દેખાડે એજ સમય બળ. પૂર્વથીજ "ષટ્પ્રસ્થાન" છ પંથતો છેજ—તેમાં કાળ જતાં અનેક ફાંટા—વાડા—વા પંથ ઉભરાતા દૃષ્ટિએ પડે છે કીર્તિ લોભના લોભી પણ વિદ્વાનોની વિદ્યા શકિતનું બળ કેટલા પ્રમાણમાં ને કેવા ગુરૂકાર્ય કરવામાં ફાવી ગયેલું છે, એ જાણવું સત્હૃદયથી અજાણ્યું નથી-ખરૂં કે ખોટું પ્રમાદથી કે જાણી જોઇ. પણ આદરેલું અંત સુધી લાવવાની જીજ્ઞાસા વાળા વિદ્વાન કહેવાતા અંશાવતારીઓએ—"પતિનું સ્પર્શ કરતાં સ્ત્રી અભડાય" એવો ઉપદેશ કરેલ હશે-હોય પણ ચાલતી આવેલી રૂઢી તરફ લક્ષ દેતાં કેટલાક ઉલટા કાર્ય દૃષ્ટી ગોચર થાય. ત્યારે હૃદયમાં શંકા થાય કે, આ ધર્મચાર કે અત્યચાર. જે હોતે હો; પણ રૂઢ થયેલ ચાલતી એણી શાકારણથી માન્ય થયેલ હશે? અસ્તુ.

મન એ એક પારા જેવી વસ્તુ છે. જેથીજ સમરાંગણમાં યુદ્ધ પ્રસંગે શ્રીભગવાનને અર્જુને કહ્યું કે તે "वायुरिव सुदुष्करं". અપૂર્વ ને અગાધ શક્તિ ધરનાર મનને—ઇષ્ટકવિએ કહ્યું છે, "સૌ સૃષ્ટિમાં તું ગુરૂત્તમ! શું છે મ્હેટું તુજથી? નહીં ત્હારા જેવું બળ ભુવનમાં ક્યાંય નીરખું, તો આટલા બળવાળાને વશ રાખવું વા વશ કરીલેવું એજ અસાધ્ય છે. સમુદ્ર તરંગ સમાન વેગથી પસાર થતા સમય બળની સામે થતાં કષ્ટ થશે, માટે તેનાજ હેલારા ભણી વળવું એજ દક્ષતા છે. અવનવા અભીષ્ટ લોભથી અંજાયલ કેટલાક પ્રસિદ્ધ

મતોનુ આગ્રન્થમાં પ્રધાન ભાગે ઉદ્દેશ છે. કારણ વગર કાર્યજ નથી. તો લઘુ ગુરૂ ભેદ તજી કાર્ય કરનારને કાંઇક પણ કારણ હશે એ સમજવું સુજ્ઞ સમજથી બહાર નહિજ હોય. આથીજ ધારેલું—ઈષ્ટ પાર પડશે એવી ઇચ્છા અને વિચાર કોઇને પણ થતું—હોતું નથી; પણ પુષ્ટિ અર્થે બનતા પ્રયત્ને જે પણ આહુતિ અપાય તેમાં પણ, સંતોષ માની લેવાનું છે.

સર્વ શક્તિમાન ઇશ્વરની અકળ ગતિ માપવાને—લખવાને સરસ્વતી પણ સમર્થ નથી તો તે કાર્ય અન્યથી પૂર્ણ પણે પાર પાડવુંજ અશક્ય છે છતાં એમ તો કહેવાયજ નહિં કે આ કાર્ય નિંદ્યા છે છતાં પણ. કોઇને અભિરૂચી ન થાય. થતી હોયને ના કહેવાની ટેવ હોય કે તેવાજ બીજા અગોચર કારણથી તેમ કરવું પડે, તો તેમાં નિરાશ થવાનું કારણ નથી. સ્વાન્તિ બુંદ સીપમાં પડતાં મોતી બને અને સર્પ મુખજતાં ઝેર થાય. મીઠું જળ વહેનારી સુન્દર સરિતાઓ સમુદ્ર સંગથી અપેય બને.

સારા સારની મેળવણી વાળા જગતમાં, એક રીતે સારૂં ન જ મળે; માટે ઉદાર વાચક વર્ગ પાસેથી ક્ષમા માંગતા, કર્તા નિરાશ નહીં થાય.

અમારા યજમાન લોહર વંશના પેહેલા ગ્રેજ્યુએટ મિ. દેવજી ત્રિકમદાસ બી. એ. એ પોતાના અમુલ્ય વખતનો ભોગ આપી પ્રુફ તપાસી જે કિંમતી મદદ આપી તેથી તેનો તેમજ અગાઉથી આ ગ્રંથને સારો આશ્રય આપનાર સન્મિત્રોનો આ સ્થળે આભાર માનવાની હું આ તક લઉછું.

કર્તા—

# અર્પણપત્રિકા.



શ્રીમાન્ રાવ બહાદુર,

# શેઠ કેશવજી નથુ સેલર

दृश्यन्ते भुविभूरिनिम्बतरवः कुत्रापितेचन्दनाः ।
पाषाणैः परिपूरिता वसुमती वज्रोमणिर्दुर्लभः
श्रूयन्ते करटारवाश्च सततं चैत्रेकुहुकूजितं ।
तन्मन्ये खलसंकुलं जगदिदं द्वित्राःक्षितौसज्जनाः

ભાવાર્થ—પૃથ્વીપર લીંબડાના વૃક્ષ ઘણા જણાય છે. ને ચન્દન વૃક્ષ કોઇકજ ઠેકાણે હોય છે. આ પૃથ્વી ચોતરફ પાષાણોથી પુરાયલી છે. પણ હીરામણિ જવલેજ મળે છે. કાગડાના કઠોર અવાજ સતત શ્રવણે પડે છે, અને કોયલનો મધુર કુહુકાર ચૈત્રમાસમાંજ સંભળાય છે. આથી હું એમ માનું છું કે અનુપયોગી જન સમુહની આ જગતમાં ખોટ નથી, પણ બીજાને ઉપયોગમાં આવનાર—પરોપકારી—નરરત્ન વિરલા હોય છે.

ઠેકાણે ઠેકાણે હજારો શુરવીર નજરે પડે છે, વિદ્વાનોની સંખ્યા પણ ન ગણી શકાય એટલા પ્રમાણમાં છે. કુબેરની સમૃદ્ધિથી પણ અધિક સંપત્તિની ચોકી કરનાર શ્રીમંતો ઘણા છે. પણ પારકાને દુઃખી જોઇ જેઓનું મન તદ્રુપ થાય છે—દુઃખી થાય છે તેવા પરવત્સલ વસુંધરાના રત્ન જગતમાં મળવા દુર્લભ્ય છે.

આપ મહાશયમાં ઉકતગુણનું આવિર્ભાવ જોઇ—જાણી આ લઘુરણ યથા શ્રમસાધ્ય કાર્ય આપને અર્પણ કરી એટલુ કહીશ—જે

સુખવસો ત્યાંજ જ્યાં ભુલે રંક નિજ દુઃખો
જ્યાં પામે આદર માત્ર પ્રવાસી ભૂખ્યો.

કર્તા—

# રમ્ય રમેશાનંદ.

સિન્ધુનદીના સંગમ આગળ, અતિ ઉત્તમ સમૃદ્ધિથી ભરપુર ફળદ્રુપ રમણીય સ્થળમાં, માર્ગશીર્ષ શુકલ તૃતિયાના સાયંકાળે મહામુનીશ્વર—શ્રીશ શશિવરાચાર્યના પ્રમુખપણા હેઠળ એક અનંત મતાવલોકી વિદ્વદ્વિનોદાકાંક્ષી મહા મંડળના મંત્રી, જ્યેષ્ટકુલભ-ણીના શ્રમસાધ્ય પ્રયાસથી, ઉક્ત સમારંભની શોભા થયેલ હતી.

સભા મંડપ વિશાળ તોરણ, પતાકા, કદળીસ્તંભ, આમ્રપત્ર, ધ્વજા, કલશ, વિગેરે વિવિધ સાહિત્યોથી સુશોભિત, બેસવાને ખુરશી, કોચ, વિરામાસન, અનેકાસન, ઇત્યાદિ સાધનોથી ભરપુર; સહસ્ત્રાવધિ મનુષ્ય સુખથી સમાય એટલા વિસ્તારની બેઠકમાં રંર ગીત ગાલીચા, હાંડી ઝુંમર, ઇલેકટ્રિક ઇત્યાદિ શોભામાં વૃદ્ધિ કર નારા પદાર્થોથી, જોનારના હૃદયમાં આનંદ સાથે આશ્ચર્યતા જણાય કે આવા દબદબા ભરેલા દમામથી, આજ અહિં શું થવાનું હશે. સમાજન સમૂહનું અવિચ્છિન્ન પ્રવાહયુક્ત આગમન, કાર્યક-મનુષ્યોનું ઉત્સાહ, તેઓની કામ કરવાની ઉલટ, વારી છાંટવા વિગેરે પાશ્ચાત્ય યંત્રોની સહાયતાથી સ્વલ્પ સમયમાં થતુ—આટોપાતું કાર્ય—કામ તરફ લક્ષ દેતાં, આવા કાર્યની નિરીક્ષા કરવાની કોઈ પણ સહૃદયની વૃત્તિ—જીજ્ઞાસા થાય, નિહાળવા મન વૃત્તિ દોરવાય—તો તે એનું જીજ્ઞાસા ન ગણાય.

ખાસ ધ્યાનમાં લેવા યોગ્ય કેટલાક નિયમોનું, બરાબર અમલ થતું આ સભામાં જોવામાં આવતું હતું. કોઇ પણ મહાશય સભામાં પ્રવેશ કરે તો તે અમુક આભરણથી ભૂષિત છે, અમુક મતને માન્ય કરે છે, વિગેરે તેના આચાર વિચારની ઓળખ આપવા, ચંદન કરવાની રૂઢી, વસ્ત્રોનું આભાસ, સંપ્રદાય આદિક બીજા અન્ય તત્વદર્શક-એંધાણથી તેઓનું સ્વરૂપ યથાર્થ સંક્ષેપમાં સમજાય, એટલા માટે સભામંત્રી પ્રમુખ સાહેબને સભા નિયમ જાળવવા સભાજનને અનુકુળતા-સવડતા કરવા બનતામાં ટુંકું વ્યાખ્યાન કરી દર્શાવતા હતા.

સભામાં દેશ દેશાન્તરથી આવેલા મહાન વિદ્વાનો, વૈષ્ણવ, શૈવ, શાકત, હરિહરાદ્વૈતવાદી, નૈયાયિક, મિમાંસક, વેદાન્તી, સાંખ્યપાતાંજલવેત્તા, પૌરાણિક, જ્યોતિષી, આયુર્વિદ, વૈયાકરણી, અલંકારિક, નાસ્તિક, વિગેરે અનેક પ્રકારના વિદ્વાનો આ સભામાં પ્રવેશ કરતા હતા. હેતુ જાણવા ઉત્સુક વર્ગ આ અનૂપ સ્થિતિ નિહાળી વધારે વધારે ઉત્સુક બનતું.

પ્રથમ પ્રવેશ કરનારા વૈષ્ણવને જોઇ મંત્રી કહેવા લાગ્યા.

મંત્રી-માહારાજ! નાસિકા ઉપર ઉંચો-ઉર્ધ્વં પુંડ્ર તિલક કરી શંખ, ચક્ર, પદ્મથી અંકિત અતિ ઉજ્વળ અંગ, પીતાંબર વસ્ત્ર, કંઠમાં અમુલ્ય આભરણોની વચ્ચમાં તુલસીની માળા ધરનાર સતત્ હરિ કથાનું ગાન કર્તા, આ વૈષ્ણવ આપ સમક્ષ પધારેલા છે.

અંદર પ્રવેશ કરી વૈષ્ણવ-દૃઢ પ્રારબ્ધયોગ આસનપર સુન્દર અવયવોથી શોભિત, બ્રહ્માદિ દેવતાઓની પૂજાથી સદૈવ શોભતા, શંભુ પણ જેના ધ્યાનથી મગ્ન રહે છે, લીલાથી જે વૈકુંઠમાં રહી

વિહાર કરેછે આખા જગત્‌ને પોતાની સત્તાથી પ્રવર્તાવે છે, આવા બ્રહ્માખ્ય પ્રભુ હમેશ તમારા ચિત્તમાં વસો. આટલું બોલી યોગ્ય આસનપર બેસી જાયછે.

ત્યાર પછી આવતા શૈવને નિહાળી મંત્રી કહેવા લાગ્યા.

મંત્રી–મસ્તકપર જટા, વ્યાઘ્રાંબર વસ્ત્ર, વિભુતિથી ભૂષિત અંગ, શૃંગારમાં રૂદ્રાક્ષની માળા, ઉંચા શરીર વડે શોભતા, શંકર શંકર એમ ઉચ્ચાર કરતા શૈવ પધારે છે.

શૈવ—સઘળા વેદ જેનું ગાન કરી રહ્યા છે, સમસ્ત યોગી જેનું ધ્યાન ધરે છે, જેની આજ્ઞાથી દેવતાઓ સૃષ્ટિ આદિની રચના કરે છે, તે નિરાકાર પ્રભુ જગત પાલન કરવા માટે આકૃતિ ( અવતાર ) ધરનાર જગદ્વંદ્ય જગદીશ સર્વત્ર તમારી રક્ષા કરો.

શૈવ યોગ્ય આસન પર બેસી ગયા પછી પ્રવેશ કરતા શાક્ત ને ઉદ્દેશી,

મંત્રી–જેના કંઠમાં સુન્દર પુષ્પોની માળા પેહેરેલી છે, જેના ભાલમાં રક્તનું તિલક કરેલું છે, હ્રદયને વિસે પરબ્રહ્મ મહિષીની પ્રતિમા ધરી–બીજા ચંદ્રમા જેવા દેખાતા દેવી ઉપાસક પધારે છે.

શાક્ત–જેની ઉપાસના કરી હરિહર બ્રહ્માદિ દેવતાઓ જગતને રચે છે, જેના સ્તવનથી ક્ષણવારમાં સર્વ કર્મસમુદાય નાશ પામે છે, તેજ દુર્ગા જગતની ભીતિમય રીતિ પાળનાર, વાંછિત ફળના ઉલ્લાસને આપનાર, તમારા પ્રતિપક્ષીઓનું નાશ કરવા તમારા પક્ષને મદદ કરો.

ત્યાર પછી આવતા હરિહરાદ્વૈતવાદીને જોઇ.

મંત્રી–તુલસીની માળા પેહેરી અંગપર વિભુતિ 'હરિહર' એમ બોલતા આ–હરિહરાદ્વૈતવાદી, માહારાજ હજુર આવે છે.

હરિહરાદ્વૈતવાદિ–વિષાદ રહિત, કમળામાં આસકત, તથા પર્વતપર વસતા, ઉમાસકત, સર્પ ધરનાર ત્રિનેત્ર શંકર અથવા શ્રીકૃષ્ણ તમારા હ્રદયમાં હમેશાં વસો.

પછીથી પ્રવેશ કરતા નૈયાયિકનું સત્કાર કરવા માટે યોગ્ય વચનોથી મંત્રી કહેવા લાગ્યા.

મંત્રી–તર્કરૂપી પરંપરાની પ્રણાલીકાના જોરથી ઇતરને તૃણ સમાન માનતા વિદ્વાન નૈયાયિક આવે છે.

નૈયાયિક–જે બ્રહ્માદિ ત્રણ મૂર્તિરૂપે સૃષ્ટી સ્થિતિને સંહાર કરે છે, જેને આધિન રહી પ્રાણીમાત્ર સત્ અસત્ કર્મનું ભોગી, થાય છે, તેજ નિત્ય સ્વરૂપ ઇચ્છાકૃતિ ધરનાર પરમાત્મા તમારા હ્રદયમાં રહી પૂર્ણ આનંદિત શાન્ત રસ પ્રવર્તાવો.

ત્યાર બાદ પ્રવેશ કરતા મિમાંસકને નિહાળી મંત્રી કહેવ, લાગ્યા.

મંત્રી–વેદાર્થ તત્ત્વથી અંધકારનું નાશ કરી દૃઢવૃત્તરૂપી યજ્ઞ દિક્ષા લેનાર, યજ્ઞ શિક્ષણ આપનાર, ઇશ્વર, કર્માનુસાર આપે છે, એવા બોધને દૃઢાવનાર મિમાંસક પધારે છે.

મિમાંસક–જેની કૃપાથી સો યજ્ઞ કરી ઇંદ્ર દેવતાઓના ઉપરી થયા જેની સત્તાથી સૂર્ય ગ્રહોના અધિપતિ બન્યા, જેની કૃપાવડે ભૂપતિઓ રાજ્ય કરે છે, એવા પુનર્લું કર્માનુરૂપ ઇશ્વર તમારૂ રક્ષણ કરો.

પછી આવતા વેદાન્તીને જોઈ મંત્રી—યદચ્છાથી પ્રાપ્ત વસ્તુપર સંતોષ માની સમસ્ત ભોગથી ચિત્તવૃતિ ખેંચી લઈ દંડીરૂપ ધર નાર વેદાન્તી પધારે છે.

વેદાન્તી—જે પ્રભુની માયાથી, રજ્જુમાં સર્પ ભ્રાંતિ તથા સૂર્ય કિરણથી મૃગજળ સત્યરૂપ ભાસે છે, તું, હું, આ, એવું અજ્ઞાન દૃઢ કરવાવાલી-વિજ્ઞાનમય માયાને મટાડનાર, અદ્વિતીય નિત્ય સર્વગત વિમલ બ્રહ્મરૂપને તું જાણ.

પછી સાંખ્યાનુયાયીને જોઇ,

મંત્રી—તપ કરવાથી જેનું, શરીર કૃશ થયેલું છે, સમાન, ભાવ, નિર્મલ ઇક્ષણ ( જોવું ) ગુણના નિધિ, સુયોગી, માહારાજ સમક્ષ પધારે છે;

સાંખ્યમતાનુંયાયી પુરૂષને પ્રવર્તાવનારી છતાં કમળ પત્રની પેઠે નિર્લેપ પ્રકૃતિ મહત્તત્વ સર્વદા વૃદ્ધિને પામો.

પછી પૌરાણિકને આવતા જોઇ

મંત્રી જીંહાઉપર પ્રખર વાણીનો નૈસર્ગિક પ્રવાહ-વાળા છે, સતત્ પ્રસન્ન ચિત્તવાળા છે, નિરંતર શુદ્ધ વસ્ત્ર ધરનાર ધર્મ, કર્મ આચરનાર, પ્રવાચક, પૌરાણિક માહારાજ સમક્ષ આવે છે.

પૌરાણિકમહારાજ—વેદોનો ઉદ્ધાર કર્યો, વસુમતી પૃષ્ઠપર ધરી, દૈત્યેશ નખવડે માર્યો, શેષ લોક ( પાતાળ ) બલિને આપ્યો, પૃથ્વી નિઃક્ષત્રી કરી, રાવણનો નાશ કર્યો રોહિણીને માતા કરી, યવ નોનો નાસ કરી ક્ષિતિ દોષ વગરની કરી તેજ નારાયણ દશ અ વતાર ધરનાર તમારૂં રક્ષણ કરો.

ત્યાર પછી જ્યોતિર્વિદ્‌ને જોઈ મત્રી-અખિલ કાળ તત્વને જાણનાર, કલ્પ સમાન બુદ્ધિવાળા જ્યોતિષી,

જ્યોતિષી-ચિદ્- સૂર્યથી શુરવીરપણું, શશીથી સદ્‌બુ મંગળથી સન્મંગળ, બુધથી બુદ્ધિ, વાચસ્પતિથી વાણી. ભૃગુથી કાવ્ય બક્ષિસ, શનિથી મંદતાનો નાશ, રાહૂથી તમ: અંધકાર ની નિવૃત્તિ, કેતુથી યશકેતુ હમેશાં તમને પ્રાપ્ત થાઓ.

ત્યાર પછી આવતા અલંકારિક ને ઉદ્દેશી મંત્રી બોલ્યા,

મંત્રી-વૃત્તરીતિની સંકળના કરવામાં દક્ષ ગદ્ય પદ્યની રચના કરવામાં વિચક્ષણ ભારતિને નચાવતા અલંકારીક આવે છે,

અલંકારિક-- શૃંગાર, હાસ્ય, બિભત્સ. અદ્‌ભુત, વીર, રૌદ્ર, કરૂણાદિરસ જેની કૃપાથી સમયપર પ્રાપ્ત થાય છે. એવા પ્રભુ હમેશ તમારી સાહયતા કરો.

ત્યાર પછી આવતા આયુર્વિદ્ ને જોઈ

મંત્રી-ચંદ્રમાની પેઠે જગત્માં સર્વ પ્રાણીને હિતકર, રોગનારિપુ. રોગાર્તના પ્રાણરૂપ આયુર્વિદ્ આવે છે.

આયુર્વિદ્-રાજાથી રંક પર્યન્ત સકલજીવ જેનાથી પ્રાણ બચાવવાની ઇચ્છા કરે છે ઈશ્વર સમાન શક્તિ ધરનાર મૃગાંક આદિ ઔષધીઓ રોગીને ચિન્તામણી રૂપ, માહારાજ સમક્ષ સિદ્ધિને પામો.

ત્યાર પછી પ્રવેશ કરતા નાસ્તિકને જોઇ

મંત્રી-હિંસાના ભયથી સાફ કરેલ માર્ગ ( રસ્તા ) પરપગ મૂકતા, આખું મસ્તક ઉલંછિત ( બોડું ) કરાવેલ કોઇને પણ ન માનતા નાસ્તિક આવે છે,

નાસ્તિક- દેવતાઓનું અર્ચનકરી દરરોજ જન્માતર માટે પુણ્યનું સંચયકર, ભોગને માટે પ્રમત્ત બની યજ્ઞ કર, સ્વર્ગનેમાટે હિંસા કર, એવા વંચકો ( ઠગારા ) ના વાક્યથી ભેદાયલી તારી બુદ્ધિ પ્રત્યક્ષ અનુમાન માને એવી થાઓ.

નાસ્તિકના વચન પ્રવાહથી આખી સભા ચકિત બની ખડખડ હસવા લાગી અને ત્યાં બેઠેલાઓ એક મેકના મુખ સામે જોઇ આશ્ચર્ય તાથી કહેવા લાગ્યા.

સભાસદો–અરે ! આ પાપી દુષ્ટાત્મા અહિં કયાંથી આવ્યો. આ સાંભળી ક્રોધ કરી નાસ્તિક કહેવા લાગ્યો.

નાસ્તિક-હું પાપી ને તમો પુણ્યશાળી, જે નિરર્થક અવાચ્ય પ્રાણીઓનો યજ્ઞના નિમિત્તથી નાશ કરોછો. વાહઃ વાહઃ પુણ્યાત્મા !

ઉભરાઇજતા નાસ્તિક આટલું બોલ્યા તે સાંભળી ક્રોધથી મિમાંસક કહે છે.

મિમાંસક-રેમૂઢ શું બકે છે ? પ્રમાણ જો. જે પશુ યજ્ઞમાં હોમાય તે સ્વર્ગગતિને પામે છે, તેમાંથી દેવતાઓ પારવાર ગણ સહિત તૃપ્ત થાય છે મુરખા ! જે વિધિથી હિંસા થાય તેમાં વળી પાપ કેવું !

નાસ્તિક-અરેરે ! હિંસામાં તે વળી વિધિ અવિધિ હોય કે ! પણ ઠીક. તો જણાવશો કે સ્વર્ગ કયાં છે ? દેવતાઓના કુળ કયા છે ? કયાં આગળ જન્માન્તર મળે છે ?

મિમાંસક-અરે ! હું વેદપુરાણ શાસ્ત્ર જાણનાર બેઠોછું ને વસ્તુની કેમ નિન્દા કરે છે ?

નાસ્તિક—તેનું પ્રમાણ શું? અમો તો સમજીએ છીએ કે આ ઢોંગ બધા ઠગ લોકોએ પોતાનો સ્વાર્થ સિદ્ધ કરવા માટે ઉત્પન્ન કર્યો છે.

મિમાંસક—ત્યારે શું કર્મ વગરજ જીવ સુખ દુ:ખ ભોગવે છે?

નાસ્તિક—કર્મજ ક્યાં છે, કોણે જોયું, ક્યારે કોણે ભેળું કર્યું, જો જન્માંતરકૃત કહેશો તો ખોટું, કારણ પ્રમાણ વગરનું ગોટાળું. સુખ દુ:ખ તો શરીરને પ્રવાહ પ્રણાલીકા ધર્મ છે-નિયમ છે. ખરૂં જોતાં આ આખું જગત્ અસત્ય છે સર્વ ભ્રમમાં ભાસે છે.

આમ નાસ્તિકના વચનપ્રવાહથી મિમાંસક ચકિત બની બેસી જાય છે ત્યારે વેદાન્તી ઉઠી હર્ષથી નાસ્તિક મતના પ્રવાહમાં ભળે છે

વેદાન્તી—વાહ: વાહ: ભાઇ! આ જગત ખોટું એ બરાબર કહ્યું; પણ એક બ્રહ્મ સત્ય છે, જેનાથી આ ખોટું પણ ખરારૂપે ભાસે છે.

નાસ્તિક—વાહ; વાહ; કાંઇક અંશે પણ મારા મતને ટેકાતો આપ્યો, પણ કેવો છે તમારો બ્રહ્મ?

વેદાન્તી—નિરાકાર ક્રિયાહીન, નિર્ગુણ સર્વગત નિત્ય પરમાનંદ બ્રહ્મ, મન વાણીથી અગોચર છે.

નાસ્તિક—જગત્ ખોટું એમ તો તમો પણ માન્ય કરોછો. ત્યારે નિરર્થક બ્રહ્મની કલ્પના શામાટે કરોછો? આકાર રહિત, ક્રિયા રહિતનું જગત્માં શું કર્તવ્ય છે. આ સાંભળી વેદાન્તી સ્તબ્ધ થઇ ગયા ત્યારે સો કોઇ તાર્કિકના મુખ સામે સાશ્ચર્યથી જોવા લાગ્યા.

અભિમાનથી તાર્કિક—કેમ ભાઇ ! શાની બડાઇ હાંકોછો ! પોતાનું દોષ સંતાડી પારકાની નિન્દા કરનાર, જેમ કાણો કહે કે આની આંખ સારી નથી અને પોતાની મુદ્દલ નથી તેનું સ્મરણ પણ નથી, તેવોજ તમારો જે વિચાર સમજાય છે.

(નાસ્તિક) મનથી વિચારવા લાગ્યો, યુક્તિશરના જોરથી બોલતો આ પ્રચંડ આગ્ન જેવો જણાય છે તોપણ કહીએ તો ખરા થવાનુ હશે તે થશે.

નાસ્તિક—સાંભળ; રે મુર્ખ ! શુન્યવાદ માધ્યમિકોનું, ક્ષણિક વિજ્ઞાનવાદ યોગાચારીઓનું, જ્ઞાનના આકારવાળો ક્ષણિક બાહ્યાર્થ વાદ સૌતાંત્રિકોનું, ક્ષણિક બાહ્યાર્થવાદ વૈભાષિકોનું, દેહાર્થવાદ ચાર્વાકાદિકોનું, દેહાતિરિકત દેહપરિણામવાદ દિગમ્બરોનું, એમ છ પ્રસ્થાન છે તેઓનું આ સિદ્ધાન્ત છે. સ્વર્ગ પણ નથી, બીજું જન્મ પણ નથી. નથી નર્ક, નથી ધર્મ કે અધર્મ, નથી કોઇ આ જગતનો કર્તા નથી ભર્તા નથી હર્તા, પ્રત્યક્ષ છે કે સકળ ફળને ભોગવનાર, દેહથી જુદો નથી, સઘળું ખોટું ખોટું, મોહથી માણુસ અનુભવે છે. તેમજ વળી, હિંસા ન કરવી એ ધર્મ; આત્માને પીડવું એ અધર્મ; મન ભાવે તેમ કરવું એ મુક્તિ, અભિલષિત અશન ( ભોજન ) પોતાની દારા—સાથે વા પરદારા—સાથે યથેચ્છા વિહાર કરવું, ગુરૂ શિષ્યના વાડા મૂકી, પોતાનું હિત આચરવું. એજ સ્વર્ગ છે.

હસી કરી તાર્કિક—વાહ: રે, વાહ: ! જો પ્રત્યક્ષજ માન્ય, અન્ય માન્ય નહિં, તો તમારા જેવા જ્યારે વિદેશ સધારે, ત્યારે તમારી સ્ત્રીઓ વૈધવ્યના ધર્મ પાળે છે કે ? કારણ વિદેશ ગયેલ પણ પ્રત્યક્ષ નથી અને ન દેખાય તેથી મૃતતુલ્ય કેમ ?

નાસ્તિક–અરે મૂર્ખા ! હજુ ન સમજ્યો. મરી ગયેલાનું તો ફરી દર્શન નથી. શરીર નાશવાન છે તેથી. પણ વિદેશ ગયેલાતો સાક્ષાત્કાર જેવો, કારણ તેનું ફરી દર્શન થાય છે.

તાર્કિક–પણ પરદેશમાં તો કોટી ઉત્પન્ન થયેલ પ્રાણીમાંથી અનેક મરે છે. ત્યારે કેમ સમજાય કે તેપણ મરી નથી ગયા ?

નાસ્તિક—પત્રદ્વારા લખાયલી વાત કેમ સમજાય છે તેમ.

તાર્કિક—એમકે ! ત્યારે તો આવી ગયા ઠેકાણે, ત્યારે તો એમજ કહો ને; જે પ્રમાણ પણ માન્ય. પ્રત્યક્ષ પ્રત્યક્ષ શું કરોછો ? વારૂ ઠીક ! પણ પત્ર લખતાં ન આવડતું હોય તેમજ લખી આપનાર પણ ન હોય, ત્યારે કેમ કરોછો ?

નાસ્તિક–કોઈ આવતા માણસના મુખ સમાચારથી સમજાય.

તાર્કિક—ત્યારે તો શબ્દ પણ પ્રમાણ. અરે ! નાહક આપણે તો મુંઝાયા. તમોતો બધું સ્વીકારો છો એવો પહેલાં પ્રત્યક્ષનો વા લાગેલો હતો.

નાસ્તિક (ક્ષોભથી)—નામાનુમાન શબ્દ પણ પ્રમાણ. તો પણ તમારો ઈશ્વર સિદ્ધ કેમ થશે.

તાર્કિક—કાર્યથી ઈશ્વર છે. કાર્ય આ સૃષ્ટિની રચના, જો ઇશ્વર ન હોય, તો સૃષ્ટિ આદિ કેમ બની શકે ?

નાસ્તિક—જો જો બોલ્યા તે ! અરે ભાઈ એમાં તે વળી શું છે ! માતા પિતા હોય, તો પુત્ર ઉત્પન્ન થાય, તેમાં ઈશ્વર ક્યાં આવ્યો ? કુંભારો ઘડા બનાવે છે તેપણ ઈશ્વર કૃતિ. જેમ કુંભારે ઘડા બનાવે છે, તેમ માતા પિતાથી બાળક બને છે, એમાં ઈશ્વર શું કરે ?

તાર્કિક—સાચું બોલ્યા આપ ! પણ જેમ બાલક બનાવનાર માતા પિતા છે; ઘડા બનાવનાર કુંભાર છે. તેમ વનમાં વૃક્ષોને બનાવનાર કોણ છે ?

નાસ્તિક—તેમાં શું ? એતો પોતાની મેળે થાય છે, જેમ સ્વેદથી કેટલાક પ્રાણી ઉત્પન્ન થાય છે તેમ;

તાર્કિક—ખરૂં? ત્યારે વગર પિતાએ પુત્ર ઉત્પન્ન કરી આપો જોઉં?

નાસ્તિક—ઓય તારૂં ભલું થાય—અરે! કેટલાક શરિરીઓનું એ સ્વભાવ છે જેમ સ્ત્રી પુરૂષના સંસર્ગથી દેહોત્પત્તિ—મનુષ્ય, પશુ, પક્ષી, તેમ કેટલાક વગર સુક્ર શોણીત સંનિપાત સ્વેદથી ઉત્પન્ન થતા—મશકાદિકો—તેમ વળી કેટલાક સુક્ર શોણીત સંનિપાતની ઉલટી ક્રિયાથી—વૃશ્ચિકાદિકો—કેટલાક બીજ ભુમી જલ વિગેરેથી ઉત્પન્ન થતા—તરૂ, ગુલ્મ, શસ્પ, વિગેરે તેમ વનના વૃક્ષો પણ તેઓની યદ્રચ્છાથી પૃથ્વી, જલ, બીજ, સમયના સંસર્ગથી ઉત્પન્ન થાએ છે એતો સ્વાભાવીક એમતો વિલક્ષણ સૃષ્ટી ઉત્પન્નના અનેક કારણો છે.

તાર્કિક—ખરૂં કહ્યું, એતો સ્વાભાવીક પણ જેમ માળી અચેતન વૃક્ષોને ખાતર પાણી પાઇ ચેતન કરે છે. તેમ વનમાં અચેતનોને પાણી આદી આપી કોણ ચેતન કરે છે, કહો ! સ્વભાવીક છે—કે દેહથી થાય છે વા દેહ વ્યતિરિક્ત બીજો કોઇ છે સ્વતઃતો સંભવે નહિં, દેહથી જુદો કોઇ સકલ કાર્ય કર્તા વિલક્ષણ કબુલ કરો તોતે અમારો ઇશ્વર—કારણ બીજો પક્ષજ નથી અમે પણ દેહથી જુદો નિખીલ સકલ કાર્ય કર્તા કાર્ય કારણ ઇશ્વર માનીએ છીએ.

નાસ્તિક—એજ આપણો મત ભેદ ! તમો ઇશ્વર નિત્ય દેહ વ્યતિરિકત વિલક્ષણ, અખિલ કાર્ય કારણ કહોછો.—હું પૂરી—વિલક્ષણ સકલ કાર્ય કર્તા અનિત્ય દેહી અનંત અંગીકાર કરૂંછું.

તાર્કિક—હારયગો, ભાઇ તમનેપણ ધન્ય છે કારણ અનંતકર્તા અનંત કાર્ય કહોછો અમે સર્વ કાર્ય કર્તા એક ઇશ્વર માનીએ છઇએ

નાસ્તિક—સંકુચિત મુખથી, અસ્તુ તેમ હો તો પણ સુક્ષ્મ ઇશ્વર એકજ કર્તા તેનું શુ પ્રમાણ?

તાર્કિક—જો તે નિત્યછે તો તેના વળી ઉત્પાદક નાશક કોણ? જોકે તેના જેવો કોઈ એક હોય. તો તેનું પણ નિત્યપણુ ટકી ન શકે ( અનિત્યતાથી ) માટેજ નિત્ય અમારો ઈશ્વર

ઉપરના વાદથી સખેદ નાસ્તિક શાન્ત થઇ મૌન ગ્રહણ કરી યોગ ચર્યામાં લીન થયા હોય તેમ બેસી રહયા.

તાર્કિક—ધર્માધર્મ વગર ભગવાન કેવી રીતે સૃષ્ટીને ઉત્પન્ન કરે છે જેમાં આનંદ કલેશ પોતાના પ્રારબ્ધ કર્માનુસાર જીવ ભોગવે છે. સમ દ્રષ્ટીથી જગત રચવા માટે પ્રકૃતિ ( માયા ઉત્પન્ન કરેલી છે. જેને કોઇ શાથે રાગ પણ નથી ને દ્વેસ પણ નથી તે પરમાત્મા વિજયતે. માનો સ્વર્ગ નરકાદીક ન હોય તો તમે પણ શુ કામ હિંસાથી ડરોછો ને વંદનાદીકમાં પ્રવર્ત થાઓછો ભયની ઇચ્છા વગર પ્રવર્તિ કે નિવર્તીજ નથી, માટે લૌકીક તેજ સ્વર્ગ નરક ને તેના ફળ આપનાર ધર્માધર્મ, અનેક જન્મના કૃતાકૃત કારણથીજ જન્મ ફળનું ઉદય છે. માટે સિદ્ધ છે જન્માંતર, ધર્માધર્મનું પ્રતિપાદન કરે છે ઇશ્વર પ્રણિત શ્રુતિ ને તદઅનુપાઇ મુની પ્રણીત સ્મૃતિ પુરાણાદય માટે આથી તે એકજ

ઇશ્વર સિદ્ધ છે. પ્રભુતાથી સ્વર્ગ, નરક—જગત--માયા, વિગેરેને ઉત્પન્ન કરનાર ફરી તેનું પાલન કરનાર ને છેવટ નાશરૂપ પણ પોતેજ નિત્ય, અનિત્ય મતિને ગતિ દેનાર જગતનું કલ્યાણ કરો.

ત્યારબાદ પ્રમુખની આજ્ઞાથી નૈયાયિક પોતાના મતનું નિચે પ્રમાણે વિવેચન કરવા લાગ્યા:—

**નૈયાયિક**—જે કર્તારૂપ ઇશ્વરે સૃષ્ટિની ઉત્પત્તિ માટે અનેક પ્રકારના પદાર્થો ઉત્પન્ન કરી "ન્યાય" એ શબ્દપર આ અખિલ વિશ્વની દોરી રાખેલી; તે સત્તાધીશ સર્વ શક્તિમાન ઇશ્વરની ઈ છાનુસાર સંયોગ, વિયોગ થયા કરે છે. જે પ્રમાણે રસ્તામાં ખેલ કરી જોનારાઓને આશ્ચર્યમાં ગરકાવ કરનાર મદારી આંબાછગદ મૃત્તિકા, જલ, આમ્રબીજ, વિગેરે વસ્તુઓના સંયોગથી કેરીનું વૃક્ષ બનાવે છે અને બનાવનાર તરીકે પોતાને ઓળખાવે છે, તેજ પ્રમાણે આ બહુરત્ન આશ્ચર્યકર વિશ્વને સમર્થ ઇશ્વર પોતાની ઇચ્છા નુસાર ઉત્પાદક પદાર્થોના સંયોગથી સૃજે છે અને પોતાને સૃષ્ટિ કર્તા તરીકે ઓળખાવે છે. આવા ઉત્પાદક પદાર્થો સાત (૭) છે, દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ, સમવાય અને અભાવ દ્રવ્ય નવ ગણાય છે જેવાકે, ૧ પૃથ્વી, ૨ પાણી, ૩ તેજ, ૪ વાયુ, ૫ આકાશ, ૬ સમય, ૭ દિશા, ૮ મન અને ૯ આત્મા, અને તેઓ નિત્ય અને અનિત્ય એવા બે વિભાગમાં વેહેંચાયલા છે. ગુણ ચોવીશ ( ૨૪ ) છે, જેવાકે– ૧ શબ્દ, ૨ સ્પર્શ, ૩ રૂપ, ૪ રસ ગંધ, ૬ સંખ્યા, ૭ પરિમાણ, ૮ પૃથકત્વ, ૯ સંયોગ, ૧૦ વિભાગ, ૧૧ પરત્વ ( આગલાપણું ), ૧૨ અપરત્વ ( પાછલાપણું ) ૧૩ બુદ્ધિ, ૧૪ સુખ, ૧૫ દુ:ખ, ૧૬ ઇચ્છા, ૧૭ દ્વેષ, ૧૮ પ્ર

યત્ન, ૧૯ ગુરૂત્વ ( ભારેપણું ), ૨૦ દ્રવત્વ ( પ્રવાહીપણું ), ૨૧સ્નેહત્વ ( ચીકાશ ), ૨૨ સંસ્કાર, ૨૩ ધર્મ, અને ૨૪ અધર્મ. કર્મ પાંચ છે-૧ ઉત્ક્ષેપણ ( ઉંચે ફેંકવું ), ૨ અવક્ષેપણ ( નીચે ફેંકવું ) ૩ સંકોચન, ૪ પ્રસારણ અને ૫ ગમન. સામાન્ય તેને કહીએ કે જે નિત્ય અને એક હોવા છતાં અનેકમાં અસ્તિત્વ ધરાવતું હોય. એકમાં હોય અને બીજાઓમાં ન હોય તે વિશેષ નિત્ય સંબંધ તે સમવાયનું લક્ષણ છે. અભાવ એ ખરેખર કોઇ પદાર્થ નથી, પરંતુ તે ઉપલા છ પદાર્થોનો અનસ્તિત્વરૂપે વ્યવહાર છે. એ સપ્ત પદાર્થનું યથાર્થ જ્ઞાન એજ મોક્ષ હેતુ છે. આ છ પદાર્થો પારખવા ચાર પ્રમાણ ઠરાવેલા છે—પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન અને શાબ્દ, જેમાં પ્રત્યક્ષ પ્રમાણ પાંચ કર્મેન્દ્રિયોના વિષયો છે. તેજવડે ચક્ષુ ઈન્દ્રિય, શ્વેત, પીત ( પીળું ), રક્ત, શ્યામ, નીલ, ( આકાશી રંગનું ) અને હરિત ( લીલું ) એવા છ રંગો અવલોકે છે, મધુર, અમ્લ, તિક્ત,, ક્ષાર, કષાય અને કડવું વગેરે રસો પારખવાનું કામ રસના ( જીભ ) ઈંદ્રિનું છે. ગંધ જ્ઞાન મેળવાનું કામ નાસિકાનું છે અને શીત, ઉષ્ણ, અનુષ્ણ, મૃદુ, કઠીન, વગેરે સ્પર્શજ્ઞાન ત્વચાથી થાય છે અને અંતઃકરણ આ સર્વે કામ કર્તાને આધીન રહી કરે છે. પ્રત્યક્ષ પ્રમાણના વિષયો બાહ્ય પદાર્થોનો ઇંદ્રિયો સાથે જ્યારે ઈન્દ્રિયોને મન સાથે, મનનો આત્માસાથે સંબંધ થાય છે ત્યારે બાહ્ય પદાર્થોનું જ્ઞાન પ્રાપ્ત થાય છે. વગેરે.

નૈયાયકે પોતાનું ભાષણ પૂરૂં કરી પોતાની જગા લીધા બાદ, પ્રમુખે મિમાંસકને સ્વમત પ્રતિપાદન કરવાની આજ્ઞા કરવાથી, મિમાંસક પોતાના સિદ્ધાન્તો કહેવા લાગ્યા.

**મિમાંસક**-આ જગત્નો કર્તા કોઇ દેવ નથી, તેમજ તેનો કોઇ ભર્તાપણ નથી ને હર્તા પણ નથી. સર્વે પોતપોતાના કર્માનુસાર ફલ ભોગવે છે. વેદનો કોઇ કર્તા નથી, શબ્દ નિત્ય છે અને તેની રચના પણ નિત્ય છે, કારણ કે તે અનાદિ સિદ્ધ છે. આદિઅંત શુન્યરૂપ જગતમાં સઘળી કર્મવડે ક્રિયાઓ થયા કરે છે. પુરૂપ ક્રિયા કરે છે અને તેથી કર્મ સંચય થાય છે. કર્મ ક્રિયાની ઉત્પત્તિ બિજાંકુર ન્યાયે છે, એટલે કર્મ વડે ક્રિયા અને ક્રિયાવડે કર્મ ઉત્પન્ન થાયછે. મંત્રાત્મક દેવતાઓ યજ્ઞયાગાદિમાં જે દ્રવ્યો હોમાય છે, તે ભોગવે છે. આ પ્રમાણે બ્રહ્માદિ સર્વે દેવતાઓ કર્મના અનાદિસિદ્ધ નિયમાનુસાર ભોગ ભોગવતા આવે છે.

**તાર્કિક**-પ્રથમ હેતુ સમજ્યા વગર દૃશ્ય, અદૃશ્ય, બોધ્ય, અબોધ્ય પદાર્થને વળગી ઇશ્વર નથી એવી શંકા લાવનાર પ્રાગલ્ભ વેદને પણ નથી માનતો એમ કહેવાય.

**મિમાંસક**-વેદ અર્થવાદી હોવાથી, તેમાં જણાવેલા વિધિ વાકયોજ પ્રમાણ છે, વેદ ઇશ્વરરૂપને નિવેદન કરતો નથી.

**તાર્કિક**-મનુષ્યોની લજ્જાના ભયથી, લજ્જા તજી દઇ જીત મેળવવાનો આપનો નિશ્ચય પ્રશંસા પાત્ર છે પણ આ માન્ય આ અમાન્ય એ જેનાથી સમજાય તેનેજ અપ્રમાણ ગણવું એ કેટલી મૂર્ખતા !

**મિમાંસક**-જો ઇશ્વર જગતકર્તા આનંદમય, સદસત્ ફલને અપનારા હોય, તો મનુષ્યો સ્વચ્છંદીપણું તજી કર્મમાં આસક્તિ શા માટે રાખતા હશે ?

તાર્કિક–અહો ! જેમ રાજકર્તાઓ કર્મ પ્રમાણે સત્કાર કે શાસન કરે છે, તેમ ઇશ્વરની વ્યવસ્થા પણ કર્માનુસાર ચાલ્યા કરે છે. એજ પ્રમાણે ઇશ્વરને વેદ કર્તા તરીકે આપ અસ્વીકાર કરો છો તે પણ અયોગ્ય છે, કારણ કે વેદ શબ્દ પ્રમાણ છે, અને તે ઇશ્વર વાક્યો ન હોય તો તે શબ્દ પ્રમાણ થાય નહી. કેટલાકો કહે છે જે આ જગત્પ્રવાહ અન્તમાં શૂન્ય છે તે પણ ખોટું, કારણકે જગત્નો લય મહા પ્રલયમાંજ થાય છે.

મિમાંસક–અરે પણ મહા પ્રલય પછી પણું જગત્ની ઉત્પત્તિ છે, અને તેજ તેનો અન્ત કહેવાય,

તાર્કિક–પણ એ કયો પ્રલય જેના પછી સૃષ્ટિ સંભવે છે ? પ્રલય પણ ત્રણ પ્રકારના છે, દૈન્દિન પ્રલય, ખંડ પ્રલય અને મહા પ્રલય. જ્યારે બ્રહ્માની રાત્રિ થાય તે વખતે પૃથ્વી આદિ પાતાલ લોકોનો જલમાં પ્રલય થાય છે તે દૈન્દિન પ્રલય; બ્રહ્માના અંતથી જન્ય દ્રવ્યનું અધિકરણ કાળ તે ખંડ પ્રલય. આ બન્ને પ્રલય પછી સૃષ્ટિ ઉદ્ભવે છે. પરંતુ ક્રમશઃ સર્વે જીવ મુક્ત થતા જાય છે, તેમ ભોક્તાના અભાવ થતો જાય છે. જ્યારે ભોક્તાનો અનંત અભાવ થાય ત્યારે મહા પ્રલય થાય છે, અને ત્યાર પછી સૃષ્ટિ સંભવ નથી.

મિમાંસક–પણ એવા મહા પ્રલયનું કાંઇ પ્રમાણ ?

તાર્કિક–જ્યારે ભોક્તા સર્વે મુક્ત થાય, ત્યારે વિષય ભોક્તાનો અભાવજ થાય. જ્યારે વિષય ભોક્તા જીવજ નહિં, ત્યારે ઉત્પત્તિ કોની થાય વારુ ! વળી આપ આમ કહો છો કે દેવતાઓ મંત્રાત્મા છે, તેઓ યજ્ઞભાગ ભોગી છે, પરતું આકૃતિવાન્ નથી.

આ વાત પણ અયુક્ત દેખાય છે. તેમને આકૃતિ છે એમ શ્રુતિ સ્મૃતિ પોકારીને કહે છે.

મિમાંસક–"**ब्रह्मणे स्वाहा**" એ મંત્રવડે આપેલી આહુતિ બ્રહ્માને મળે છે, પરંતુ બ્રહ્મા પોતેજ યજમાન હોય ત્યારે તેની આપેલી આહુતિનો ભોકતા કોણ થતો હશે ?

તાર્કિક–બ્રહ્મા પોતેજ જે પ્રમાણે પોતાનેજ આપેલ પ્રાણાહુતિનો ભોકતા પણ પોતેજ અને તૃપ્ત થનાર પણ પોતેજ છે, તેજ પ્રમાણે હોમ કરવા યોગ્ય વિધિથી બ્રહ્મા પોતાનેજ આહુતિ આપે તેથી પોતેજ તૃપ્ત થાય, અને તેનું ફળ આપણને આપે એમાં કાંઇ અસંગત જેવું નથી. મન્ત્રોથી દેવો પ્રસન્ન થતા નથી એ મતને અંગિકાર કરનાર ચાર્વાકના બીજા ભાઇઓજ છે.

આ સાભળી વેદાન્તિ ખીજવાઇ ગયા, અને તેઓ કોપ કરી મિમાંસકને કહેવા લાગ્યા:–

**વેદાન્તી**–અરે આ મિથ્યા જગતમાં યજ્ઞયાગ આહુતિ વગેરેનો શો કોલાહલ મચાવ્યો છે !

**તાર્કિક**–અરે અમે યુક્તિશરના વરસાદથી સર્વે પ્રતિપક્ષીઓને મ્હાત કરનાર વનકેસરી હોવા છતાં, આ વનગજોનું શું ગજું છે?

**વેદાન્તી**–આ મિથ્યા પ્રપંચી અસત્ય પદાર્થને સત્યમાની લઇ યુક્તિશરો વરસાવનાર ગજો બ્રમ્હનુંજ શરણ લેનારા અમારા સામે શું ટકવાના છે ?

**તાર્કિક**–તમને જે શરણ આપે છે, તે તમારો વળી બ્રમ્હ કેવો છે ?

વેદાન્તી—અમારો બ્રમ્હ સત્ચિત્ પૂર્ણ આનંદમય છે. આ જગત્ થ્યિા છે, અને બ્રમ્હની માયાવડે તે મિથ્યા હોવા છતાં સત્ય દેખાય છે. વળી કામ, ક્રોધ, રૂપી ભુજંગના મુખમાં પડેલ લોભરૂપી ઉગ્ર દંતોથી દબાયેલ માયાવિષથી વિષાદ પામેલ જીવ, બ્રમ્હના શરણુ વગર સુખ ક્યાંથી મેળવી શકે ? માટેજ બ્રમ્હ સર્વેનું સ્વરૂપ છે. જેમ વસ્ત્રથી ઢંકાયલ કંઠાભૂષણ છે છતાં દેખાતો નથી તેમ મનવસ્ત્રથી તેમજ વિક્ષેપાદિ બીજા આવરણોને લીધે બ્રહ્મ પણ દેખાતો નથી પરંતુ શમ, દમ, વગેરે સાધનોથી ચિત્તનો લય થાય ત્યારે જેમ મેઘથી છુટો થયેલ નિશાનાથ શાન્તતેજ પ્રગટ કરે છે, તેવીજ રીતે મનમેઘથી છુટો થયેલ બ્રહ્મ આનંદ તેજને પ્રકાશે છે. મારા જેવાની તો શી શક્તિ, પણ બ્રહ્માદિક પણ જેને જાણતા નથી તેજ સર્વમય બ્રહ્મ સત્ય છે. જેમ સ્વમમાં જોયેલા શરીર, ઘર, દારા, પુત્ર વગેરે જાગૃત અવસ્થામાં લય પામે છે તેવીજ રીતે સ્વમવત્ આ જગત્ આત્મસ્વરૂપ જાણવા સાથે તેનો નાશ થાય છે.

તાર્કિક--પ્રત્યક્ષ દેખાતા જગતને તમે ખોટું કેમ કહોછો ? જો જગત્ સ્વપ્ન રજ્જુ સર્પાદિવત્ મિથ્યા અને કલ્પિત હોયતો તેમ પણ સંભવે નહીં, કેમ જે કલ્પના એ એક ગુણ છે, અને દ્રવ્ય વગર ગુણ રહી શકે નહીં. જો કલ્પના કરનાર નિત્ય હોય તો તેની કલ્પના પણ નિત્યજ હોવી જોઇએ. નહિંતો કલ્પના કરનારને પણ અનિત્ય માનો. સ્વપ્નપણ દીઠા સાંભલ્યા વગર કદી આવતા નથી. જે જાગૃત અવસ્થામાં સત્ય પદાર્થ છે, તેનો આપણને સાક્ષાત્સંબંધ થાય છે, અને તેનું વાસનારૂપ જ્ઞાન આત્મામાં

સ્થિત થાય છે, અને સ્વપ્નમાં તેજ પ્રત્યક્ષ દેખાય છે. સુષુપ્તિ અવસ્થામાં બાહ્યપદાર્થોના જ્ઞાનના અભાવમાં પણ તે પદાર્થો અસ્તિત્વ ધરાવે છે. જો બ્રહ્મ સત્ય અને બીજું સર્વે મિથ્યા હોય તો તમારૂં બોલવું પણ મિથ્યા, તમારો વાદપણ મિથ્યા અને તેમ તમે પોતે પણ મિથ્યા અને મત પણ મિથ્યા. ત્યારે તમારો મિથ્યા બકવાદ મૂકી દ્યોને સાહેબ !

આ સાંભળી સઘળી સભા ખડખડ હસવા લાગી અને તાર્કિક વેદાન્તિને શાન્ત કરવા લાગ્યા.

ત્યારબાદ પ્રમુખની આજ્ઞાથી પાતંજલ પોતાના મતનું પ્રતિપાદન કરવા લાગ્યા.

પાતંજલ-યોગ એજ મુક્તિનું સાધન છે. યોગ એટલે ચિત્તવૃત્તિ નિરોધ. બાહ્ય વિષયોમાં ભમતા ચિત્તની અમોએ પાંચ અવસ્થા માનેલી છે. ક્ષિપ્ત, મૂઢ, વિક્ષિપ્ત વગેરે યોગના મુખ્ય અંગ, યમ, નિયમ, આસન પ્રાણાયામ, પ્રત્યાહાર, ધ્યાન ધારણા અને સમાધિ છે. દયા, પૂજા, શાન્તિ, પવિત્રતા, મિતાહાર, સત્ય ભાષણ, અહિંસા અને બ્રહ્મચર્ય એટલા યમ કહેવાય છે. તેમ આસ્તિકતા, સંતોષ, તપ, સુરાર્ચન, દાન, લજ્જા, હોમ, શ્રદ્ધાથી શ્રવણ અને જપ એમનો નિયમમાં સમાવેશ થાય છે. તેમ વળી પદ્માસન, સ્વસ્તિક, ભદ્ર, વજ્ર અને વીરાસન એ પાંચ આસન છે, અને તેથી શરીરમાં ફરતા વાયુને ઇચ્છાનુસાર વશ રખાય છે, અને તેજ પ્રાણાયમ વિષયમાં ભમનારી ઇંદ્રિયોને સ્વાધીનમાં લેવું એજ પ્રાણાયમ કહેવાય છે. અંગુષ્ટથી બ્રહ્મરંધ્ર પર્યંત પ્રાણવાયુ રોકવો તેજ ધારણા શક્તિ કહેવાયછે. અંતઃકરણમાં શિવ અથવા શક્તિનું

સ્વરૂપ વિચારવું એનુંજ નામ ધ્યાન છે. અને શિવ શક્તિ ભિન્ન નથી એવી બુદ્ધિ થઇ જવી એજ સમાધિ આ પ્રમાણેના આઠ યોગાંગ સિદ્ધ કરવાથી અનેક પ્રકારની સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે. અહિંસાથી સહજ વિરોધી જીવ અહિનકુલવત્ પરસ્પર વિરોધ તજી સુખથી વસે છે. સત્યભાષણથી અપૂર્વ લાભ મળે છે. અસ્તે યથી અમૂલ્ય રત્ન પ્રાપ્ત થાય છે. બ્રહ્મચર્યથી વીર્ય પ્રબળ થાય છે. અપરિગ્રહથી સમસ્ત જંતુનું અંગજ્ઞાન સ્ફુરે છે. જન્માંતરનું સ્મરણ થવાથી અનેક યોનિગત સ્વાનુભવ જ્ઞાન સિદ્ધ થાય છે.

આમ યોગથી સ્વાપર અનેક લાભ થઈ શકે ?

ત્યારબાદ પ્રમુખ સાહેબ સર્વ મતનું નિકર્ષ કરવા લાગ્યા. વાંચનાર ! હાલ આટલેથી સંતોષ પરી આગળપર આપણી ભેટ થશે.

## સમાપ્ત.

# આગાઉથી આશ્રય આપનાર સદ્‌ગૃહસ્થોના નામ.

| | | |
|---|---|---|
| શ્રીમાન | શેઠ નારાણજી હરિભાઇ દેવશી | ૨૫ |
| ,, | વિશનજી માધવજી હરિદાશ | ૧૦ |
| ,, | મેઘજી નલભદાસ | ૧૦ |
| ,, | દેવકરણ પારપેઆ | ૧૦ |
| ,, | દેવજી ત્રીકમદાસ બી. એ. | ૫ |
| ,, | જોશી ચાપસિંહ ચતુર્ભુજ લચ્છા મારફતે | ૭૫ |
| ,, | રામદાસ ડોસા | ૫ |
| ,, | પુરૂષોત્તમ અર્જુન કોઠારી | ૫ |
| ,, | સુન્દરજી કેશવજી | ૫ |
| ,, | ખીમજી વાલજી | ૫ |
| ,, | ડૉ દામોદર મુરારજી લદ્ધા | ૫ |
| ,, | ગોરધનદાસ ઠાકરસી દલાલ | ૫ |
| ,, | જોશી લીલાધર વાલજી ઘોળી | ૫ |
| ,, | જોશી મુરારજી મેઘજી મપારા | ૫ |
| ,, | ચાપસિંહ ચતુર્ભુજ લચ્છા | ૫ |
| ,, | હંસરાજ ટલુ | ૫ |
| ,, | શા. વીઠલદાસ દામોદર ગંધકવાલા | ૩ |
| ,, | જોશી વેલજી ચના | ૨ |
| ,, | ભીમરશી ગોવીન્દજી | ૨ |
| ,, | કુંવરજી ભીમજી રતેસર | ૧ |

| | | |
|---|---|---|
| | વૈદ્ય શાસ્ત્રી રતનસિંહ ગોવીન્દજી ધરાદેવ | ૧૦ |
| | જ્યોતિર્વિદ પંડિત ધર્મસિંહ પ્રેમજી | ૮ |
| " | સુન્દરજી લીલાધર | ૫ |
| " | જોશી પ્રાગજી ભાણજી | ૫ |
| " | શેઠ ધારસી ભાઇ હેમરાજ | ૫ |
| " | રામદાસ સુરજી | ૫ |
| " | શેઠ ખીમજી કુંવરજી ઘીવાળા | ૪ |
| " | જીવરામ દેવજી | ૪ |
| " | જોશી રણછોડદાસ શંકર | ૪ |
| " | [illegible] કુચરા | ૨ |
| " | મગવાણા ગોવીન્દજી | ૨ |
| " | પેરાજ ખટાઉ | ૨ |
| " | સોની વીઠલદાસ દેવદાસ | ૨ |
| " | રામદાસ કલ્યાણજી | ૨ |
| " | ભટ કાનજી વાલજી | ૧ |
| " | દામોદર હેમરાજ | ૧ |
| " | વેલજી મુરજી ઠક્કર | ૧ |
| " | રાજગોર મુલજી ભાણજી | ૧ |
| " | જોશી હરિરામ રતનસિંહ શ્રી કચ્છી લોહાણા માજનના કારભારી | ૧ |
| " | જોશી ખટાઉ પેરાજ | ૧ |
| " | મોનજી વાલજી | ૧ |
| " | લાલજી નારાણદાસ | ૧ |

| | | |
|---|---|---|
| ” | માસ્તર ખટાઉ રતનસિંહ | ૨ |
| ” | આણંદજી મુલજી | ૧ |
| ” | મમુ લક્ષ્મીદાસ | ૧ |
| ” | મમુ લક્ષ્મીદાસ | ૧ |
| ” | ભવાનજી કુંવરજી | ૧ |
| ” | લક્ષ્મીદાસ હીરજી ઠક્કર | ૧ |
| ” | જોશી દયારામ રતનશી | ૧ |
| ” | જોશી ધારસી રતનશી | ૧ |
| ” | સાધુ ઓધવદાસ શાલગ્રામદાસ રણછોડજીના મંદિરના મહંત માંડવી ( કચ્છ ) | ૧ |
| ” | જોશી ઉમયાશંકર લીલાધર | ૧ |
| ” | જોશી મયાશંકર નંદરામ | ૧ |
| ” | રાગવજી હંસરાજ | ૧ |
| ” | વીસનજી ધારશી | ૧ |
| ” | વેલજી રવજી | ૧ |
| ” | ગોપાલજી મેઘજી | ૧ |
| ” | વીઠલદાસ કલ્યાણજી | ૧ |
| ” | કાનજી જીવરાજ | ૧ |
| ” | ભટ નથુ મુરારજી | ૧ |
| ” | ગોકલદાસ ગોપાલજી | ૧ |
| ” | શીવજી ઉમરશી | |
| ” | દ્વારકાદાસ હરિરામ | ૧ |
| ” | પ્રેમજી શીવજી | ૧ |
| ” | રણછોડદાસ ઉમરશી | ૧ |
| ” | આણંદજી કલ્યાણજી | ૧ |

| | | |
|---|---|---|
| ,, | હંસરાજ જાધવજી | ૧ |
| | ઠા. પુરૂષોતમ રતનશી | ૧ |
| ,, | બાલજી કાનજી | ૨ |

## સ્નેહાશ્રય,

કદી કોઇ સમે તુજ સ્મરણું કરૂં,
મમ મુર્ખ પણું સ્મરી ઉર ડરૂં,
ફરૂં એક થઇ ભવ-સિન્ધુ વિશે,
ના, કોઇ નહિં મુજ સહાય દિશે, ૧
તમ વાત્સલ્ય વ્હાલ મહિં ઉછર્યો
ગણ્યું મેં સુખ નિત્ય, વિચાર ફર્યો,
મુજ સુખ અખંડિત રહે ભગમાં,
તે કાજ મથ્યું ત્હેં બહુ જગમાં ૨
શુભ બોધ સુધા સમ પાઇકરી
કરી શ્રી અતિ શુદ્ધ સરસ્વતીની,
વાહઃ માર્ગ બહુ બહુ દાખવતા
નિજ વાણી-વિચારે પવિ કરતા ૩
નહિં કંઈ સમજાય શું ! પ્રેમ હતું,
થઇ નિર્દય શાને જવું પડતું
નિશવાસર તે, દિનયાદ કરૂં
તુજ સ્નેહ સંભારી-સંભારી ? રડું, ૪

# ૫

થઇ મત્ત પ્રમાદથી હું ફરતો
હશે એમ; વિચાર નહિં કરતો
કરતો જરી ના કદી કોઇથી હું
તે, તુજ વિના શું બેહાલ કર્યું, ૫
તુજ સ્નેહ સદા સ્મરણેજ સ્ફુરે
અહર્નિશ રે ! પીડપ્રવાહ ઉરે,
દુઃખી દેખી દુઃખી બનતા ભવમાં
તે પ્રેમ વિચારી રડું મનમાં ૬
કરૂં શું ! કદી હાય ઉપાય કહો ?
બનિ નિર્દય આમ તજી શું દહો,
હતિ આસ અતી મનમાંજ રહી
બગ વાયુ ગતિ વિપરીત થઇ, ૭
તન-ઝાઝ પડયું દુઃખ ખડક પરે
નવ નાવિક, કોઇના સહાય કરે
તરવું ભવ-સિંધુ અપાર અતિ
ના સાહિત્ય, ના કંઈ કુમક રતિ, ૮
કદી શૈશવમાં કહું આમ બને
તો, તુંજ અનુભવ આપે મને,
મનમાં દિન તે, કહું નાખ્યું વિશુ
હવે જાએ આ ઝાઝના પાઝ દીઠું

રમેશ.

છપાય છે ! છપાય છે !! છપાય છે !!!

શાસ્ત્રી રમેશચંદ્ર ભવાનજી “ સાવત્સર ’

કૃત–

સંસારીક, રાજકીય અને ધાર્મીક,

# રતિચંદ્રિકા

નવલકથા

## ભાગ ૧ લો

## સ્નેહશશિનું બુધ્ધ સૌન્દર્ય

અગાઉથી પૈસા ભરી ગ્રાહક થનાર પાસેથી (કીંમત રૂ ૧)

ઠેકાણુ–સાવત્સર વિદ્યાલય વડગાદી શિવજી ધર્મસિંહના
માળામાં ૫ મે દાદરે મુંબઇ.

છપાય છે ! છપાય છે !! છપાય છે !!!

શાસ્ત્રી રમેશચંદ્ર ભવાનજી "સાવત્સર"

કૃત-

સંસારિક, રાજકીય અને ધાર્મિક,

# રતિચંદ્રિકા

નવલકથા

ભાગ ૧ લો

સ્નેહશશિનું મુગ્ધ સૌન્દર્ય

અગાઉથી પૈસા ભરી ગ્રાહક થનાર પાસેથી (કિંમત રૂ ૧)

ઠેકાણું-સાંવત્સર વિદ્યાલય વડગાદી શિવજી ધર્મસિંહના માળામાં ૫ મે દાદરે મુંબઇ.

છપાય છે ! છપાય છે !! છપાય છે !!!

શાસ્ત્રી રમેશચંદ્ર ભવાનજી "સાંવત્સર",

કૃત–

સંસારિક, રાજકીય અને ધાર્મિક,

# રતિચંદ્રિકા

નવલકથા

ભાગ ૧ લો

સ્નેહશશિનું મુગ્ધ સૌન્દર્ય

અગાઉથી પૈસા ભરી ગ્રાહક થનાર પાસેથી (કિંમત રૂ ૧)

ઠેકાણુ–સાંવત્સર વિદ્યાલય વડગાદી શિવજી ધર્મસિંહના

માળામા ૫ મે દાદરે મુંબઇ.